# हिंद स्वराज्यनी चावी.



વીરનર

**મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.**

લખી છપાવનાર—**જામનગરવાળા,**
**બ્રહ્મક્ષત્રી કલ્યાણજી કાળીદાસ વલેરા.**
ગુલાલવાડી, રામજી કમાના માળા, મુંબઈ ૪

**આવૃત્તિ ૧ લી ૧૯૧૯.** પ્રતો ૫૦૦૦.

રતિલાલ હરજીવન પટેલે શ્રીકૃષ્ણ પ્રેસ'માં પ્રગટ કર્તા માટે છાપ્યું,
નં. ૯ અનંતવાડી, મુંબઈ નં ૨

सत्यमेव जयते

# હિંદ સ્વરાજ્યની ચાવી.



સ્વદેશ સપુત સ્વધર્મના વરો વિજય જયકાર,
જન્મભૂમિને કારણે, કરો ધન્ય અવતાર.
જીવે છો આ વિશ્વમાં દેશ દ્રોહિ ગામી,
તજી સ્વદેશનું અભિમાન, કંલકિત કરે માતૃ ભૂમિ,
હોય ખિતાબો છો ઘણા, અઢળક ધન ભંડાર,
લુખિ કીર્તિ હો ભલે, મૃગ જળ વત્ નભનાર.
તેના મૃત્યુ પાછળે, કોઇ ન રડતી આંખ,
જીભ ન લાગી નામને, નામ તણી નહિ ઝાંખ.

હિંદની અવદશાનું મૂળ કારણ પર પ્રીતિ અને પ્રમાદ છે પોતાના ઉપરથી પ્રેમ ઉતારી અવરના આશક થતા જાય છે. અવર ના ચાહે તો પણ તેને માટે પોતાના જાન માલનો ભોગ આપે છે, અને મસ્કો વાપરવામાં તો કાંઇ બાકીજ રાખતા નથી. પણ નથી જાણુતા કે અવરનો પ્યાર અને વેસ્યાના દ્વાર બન્ને સરખાંજ છે. વેસ્યાને ચાહનાર સદા વેસ્યાનાજ પ્રેમની, તથા સૌંદર્યનીજ જંખના કર્યા કરે છે. સૌંદર્ય એ ગરમીની મોસમના ફૂળ પ્રમાણે છે, અને તે સેજમાં કોહી જાય છે. પણ તે મૂર્ખ નથી જાણુતો કે વેસ્યાને ત્યાં તો એના જેવા અનેક આશકો દિવસ રાત ભટકાયા કરે છે અને પોતાના જાન માલનો ભોગ સદા આ-

ખ્યાજ કરે છે. વેશ્યાની સોબતમાં પસાર થએલા દિવસો કે બરબાદ થયેલા ધન માલમાંથી કિંચિત પણ પાછું મળતું નથી આમાં આટલુંજ સમજવાનું છે કે વેશ્યા સમાગમ પર્યંતજ માન રાખે છે. પણ ખિસ્સા ખાલી કરી નીચે ઉતર્યો કે તે વેશ્યા તુરતજ જરૂખામાં આવી પીઠ પાછળ હસે છે, કે એક ઉલ્લુ ગયો હવે બીજાને દાખલ કરો અવરને ચાહનારની તેવીજ દશા થાય છે છતાં માનતા નથી. દેશનું હિત કરવાની શક્તિ ધરાવનારા મોટા મોટા માન ઇલ્કાબો મેળવવાની લાલચમાં રોકાઇ જઇ આપણા દેશનું હિત કરવાને બદલે અહિત કરે છે. અને વેશ્યાને ચાહનારના જેવા હાલ થાય છે. જાન માલની ખરાબી થાય છે તો પણ આંખ ઉઘડતી નથી. જર જાવ ઘર જાવ નિર્માલ્ય થાવ પણ પોઝીશન નહિ જાવ, નાક કપાય પણ રાજેસ છરીથી. આપણા દેશમાં આજ કાલ સુધારાએ સત્યાનાશ વાળેલું છે કરોડો કુટુંબો ભિખારી બની ગયાં છે. પોતાનાં બૈરી બચ્ચાંનાં પોષણ માટે ધર્મ ગુમાવવાનો વખત આવ્યો છે. કઇક ને રહેવા ઘરબાર નથી કઇક ને ખાવા અનાજ નથી કઇક ને પહેરવા વસ્ત્ર નથી કઇક પોતાની જન્મ ભૂમિ છોડી બીજા દેશ વસાવેછે આજ કાલ ફેશને સુખી સંસારીઓની કેવી દશા કરી છે.

કઇક ભરે છે પેટ, રખડતાં રાંક બિચારા,<br>
કાપી જંગલ કાષ્ટ, શિરપર લાવે ભારા.<br>
વદીને વાણી દીન, શેરી શેરીમાં ભમતા,<br>
અજીઠું રાંધ્યું અન્ન, જનાવર પેઠે જમતા.<br>
અરે દુષ્ટ કહિ સૌ નિંદતા, પેટ તણી આ વેઠને,<br>
આ ફેશનની વળગી બલા, કંઇ ચાકર કંઇ શેઠને.

આવી દુઃખદ સ્થિતિમાં પણ કેટલાક રાજ રજવાડાં દિલ-માંથી દયા વિસારી પડતા પર પાટુ મારી પ્રજાને બળ પૂર્વક પીડી ધન રૂપી સત્વ પરાણે કાઢી લે છે જેની અત્યંત દયા કરવા જોગ દશા પર નજર નહિ કરતાં નિર્દય કસાઇ જેવા હૃદયવાળા તેને મહા દુઃખસાગરમાં ફેંકી દે છે આ વખતે ગરિબો એમજ સમજે કે આ વખતે યમના દુતો આંગણે આવેલા સારા.

દેશી રાજા આજ, બોધ ધ્યાને કંઇ ધારો,
ધરો ન પ્રજા પીદ, જમાનો વિકટ વિચારો.
નીતિ નિર્મળ ન્યાય, નિશાન નિરંતર રાખો,
શૂરવીરતાની સાથ, મધુર વચનો મુખ ભાખો.
જો રાજ કરો એ રીતથી, વિઘ્ન વિદારણ થાય છે,
તો યશસ્વિ એવા રાજનો, હિંદ સદા ગુણ ગાય છે.

આવા અનેક કારણોથી બિચારા દેશ છોડી પરદેશ વસાવે છે છતાં કેટલાક રાજાઓ તેના ઉપર ધ્યાન નથી આપતા રાજ્ય નો ધર્મ શું છે?

રાજ તણું એ ભૂષણ, પ્રજાનું પાલણ કરવું,
રાજ તણું એ ભૂષણ, પ્રજા દુઃખ હેતે હરવું,
રાજ તણું એ ભૂષણ, દુષ્ટને ભયભિત રાખે,
રાજ તણું એ ભૂષણ, સદા સમ દ્રષ્ટિ રાખે,
વળી ન્યાય નીતિ અનૂપમ તણી શાખ શીરોમણી ધારવી.
ન્યાય સંભાળી સર્વદા, ઉન્નતિ દેશ વધારવી.

કહો આપણા દેશમાં સંપ કે દયા કયા સ્થાનમાં છે? હું તો નજર નાંખી જોઉ છું તો કોઇ સ્થળે સંપ કે દયા દેખતોજ

નથી. આ રોગ આપણાં દેશમાં ઉંડા મૂળ ઘાલી વિશાળ રૂપ ધારણ કરી ફેલાએલો છે અને જેથી આપણે નિર્માલ્ય બની બેઠા છીએ મને નથી સુજતું કે આપણો દેશ પ્રમાદ તજી સંપે રહે. પ્રભુ હિંદને સુબુદ્ધિ આપે. મારી કલ્પનાથી જોઇ શકું છુ કે જો આપણો દેશ પારકું તજી પોતાનું પ્યારૂં કરે, હૃદયમાં દયાને વાસ આપી સંપે રહે તો ઇશ્વર કૃપાએ આ હિંદ દશ વર્ષની અંદર સર્વ દેશોમાં સર્વોપરી બની સ્વતંત્ર સ્વરાજ્ય મેળવવા અધીકારી થાય. સમજુ પુરૂશને પોતાના માતા પિતા સગા વ્હાલા જર જમીન એ સર્વ કરતાં માતૃ ભૂમિ વધારે પ્રિય હોવી જોઇએ.

દેશ ધર્મ દ્રોહિ બને, તે જનને ધિક્કાર,
એવા આ સંસારમાં, પત્થર વત ભૂભાર,
જનનિ તુજ દ્રોહિને, જન્મ દેતાં વન્દયા રહે,
વન્દયા રહે તેવા કુપૂત છો, દેખતાં અંધા રહે,
તારા અન્ન જળ લેઇને. તેજ તુજ દ્રોહિ થતા,
કૃતઘ્નિ કાળને રૂપે, રહી નીજ દેશના દુસ્મન થતા.

આપણા દેશ જેવો લીલો પ્રદેશ આખી દુનિયામાં નથી આવા લીલા પ્રદેશમાં ભુખમરાની બાધા હોયજ ક્યાંથી ? જે પ્રદેશ લીલો નથી તે પ્રદેશ આ દેશના પ્રતાપથી લીલો જણાય છે, અને આ લીલા દેશમાં વસનારાં સુકા પ્રદેશથી પણ ભુંડી દશા અનુભવે છે, તેનું કારણ શું ? વાંચો, ધ્યાન દઇને વાંચો

શું? આપણે આપણાં બચ્ચાંઓને બાલ્યાવસ્થાથીજ ફેશનેબલ કપડાં દાગીના પહેરવી ટાપટીપની દરેક વસ્તુઓના અનુભવી બનાવી આપણે તેનું હિત કરીએ છીએ ? કદિ નહિ, આમ કરવાથી તો

તેના સુખ સંસારપર આપણેજ છરી ફેરવીએ છીએ બલ્કે તેને હળાહળ ઝેર પાઇએ છીએ, આપણે આપણાં બાળકને અંગરખું, ધોતીયું, તથા રંગીન ફેંટા બંધાવતાં હતાં, તે જગ્યાએ અત્યારે બુટ, સ્ટોકીંગ, ખમીસ, નેકટાઇ, કૉલર, ઇંગ્લીશ ટોપી, પહેરાવીએ છીએ. વળી બાલ્યાવસ્થામાંજ તેને રાંડો વેશ્યાઓનાં, નાચ ગાવણાં જોવા સાંભળવા લઇ જઇએ છીએ, આપણામાં ભરાએલા દુર્ગુણો તેની દ્રષ્ટિએ કરીએ છીએ આથી બાળકો ભવિષ્યમાં સ્વછંદી નહિ નીકળશે, તેની ખાત્રી શી ? વળી બાલિકાઓને આપણે ઘાઘરી, ઓઢણી, તથા કમખી પહેરાવતા હતા, ત્યારે તે બાલિકા એક મહા શક્તિ રૂપ દેખાતી હતી, તેની જગ્યાએ અત્યારે બાલ્યાવસ્થામાંજ બુટ સ્ટોકીંગ ફરાક ટોપી એ પ્રમાણે નાના પ્રકારની ફેશનની ચીજો તેને પહેરાવીએ છીએ લાખો વર્ષ થયા ચાલ્યું આવતું હિંદ તેમાં કોઇ દિવસ આવો નહોતો આવ્યો. હાલ આપણેજ તે લાખો વર્ષોપર પાણી ફેરવવા તૈયાર થયા છીએ, આમ કરવાથી આપણા દેશને આપણે ઘણું નુકશાન કરતા ચાલ્યા છીએ આજ કાલ હિંદુસ્થાનમાં સાત કરોડ માણસોને ભુખમરાનો રોગ લાગુ થયેલો છે, તેનું પાપ ફેશનને ચાહનાર પર છે,. ખેર બીજું કહું ? !

શું ? આપણામાં અસલથીજ સ્ત્રીઓએ મલાજો છોડી દીધો છે ? આજ કાલ નજર નાંખતા જ્યાં ત્યાં ફેશનમાં ફસાએલી સ્ત્રીઓ જોવામાં આવે છે તે પણ એટલે સુધી હદ છોડેલી છે કે શરીરના અવયવો સાફ નજરે પડે એવાં બારીક કપડાં પહેરે છે, જે દેશની સ્ત્રીઓના પગનો અંગુઠો પણ પરપુરૂષની નજરે નહોતો પડતો તે અત્યારે છુટે છેડે ફરે છે બુટ, સ્ટોકીંગ, ફ્રાકો, પોલકાં,

માથે છુટા બાલ નહી તો ફેશનમાં વાળેલા બાલ, આવીતો અનેક વિદેશી રીતો ધારણ કરી ફરે છે, ગાડી મોટરમાં પોતાના પતિને સાથે લઇ ફરવા જાય છે, તે તો ધૂળ નાંખી પણ વખતે પતિ હાજર ન હોય તો પર પુરૂષને પણ સાથે લઇ સહેલ સપાટા મારવા નીકળી પડે છે તે થોડુંજ જાણે છે કે બહાર ફરવાથી રાજા, ધનવાન, તથા વિદ્વાન પૂજાય છે પણ સ્ત્રીઓ ભ્રષ્ટ થાય છે ફેશનથી આપણા દેશનો મલાજો ગયો ફેશનમાં ઘણે ભાગે તો સ્ત્રીઓ સ્વછંદીજ નીકળે છે, જે કુળાભિમાની અને દેશાભિમાની સ્ત્રીઓ છે, તે તો આવું કદી પસંદ કરતીજ નથી. ફેશનમાં ફસાએલી સ્ત્રીઓને આપણેજ ઉત્તેજન આપીએ છીએ જો તે વાત આપણે ના પસંદ કરીએ તો સ્ત્રીઓની તાકાત શી છે ? કે આજ્ઞા વિના કંઇપણ કરી શકે? આપણા દેશમાં મલાજો અને પોતાનો ધર્મ સંભાળનારી સ્ત્રીઓને ફેશનેબલ સ્ત્રીઓ બગાડે છે, બલ્કે અનેકના સુખી સંસારનો નાશ કરે છે, માટેજ તેઓ દેશની તથા દેશની વહુ દિકરીઓની દુશમન છે, સ્વદેશ અને સ્વધર્મને ચાહનાર બહેનોએ આટલું ચોકસ યાદ રાખવાનું છે કે બચ્ચાં ઉછેરવાં અને તેને સદાકાળ સદબોધ કરી સ્વધર્મિ તથા દેશભકત બનાવવાં.

બીજુ હવે આપણે આપણો વિચાર કરીએ તો આ સર્વે હકિકતને ઉત્તેજન આપનાર આપણેજ છીએ, આપણે પણ કયાં બાકી રાખીએ છીએ. આપણાં ઘરમાં ફેશનનો પગ પેસારો આપણેજ કર્યો છે, આપણે પોતેજ ફેશનમાં ફસાઇ દેશાભિમાનીને નિંદીએ છીએ, આવા મૂર્ખ માણસો દેશ ભકતોને શામાટે નિંદે છે, દુનિયા તો બહુજ સુંદર છે કારણ તે ઉત્તમ અને સંપૂર્ણ વિચાર

શક્તિથી રચાઇ છે, ભલી દુનિયામાં નિંદક જાતે અપવિત્ર અને દુ-ષ્ટ છે તેથીજ તેને કદાચ અપવિત્ર અને દુષ્ટ દેખાતી હશે એક નજીવી વાતની પણ ટેવ પડે તે સારૂં નહી, ખરાબ ટેવ પડીને પછી લક્ષણનું રૂપ પકડે છે, અને પાછળથી તે માણુસપર એ-વી જુલ્મી સત્તા ભોગવે છે, કે ઘણી વાર માણુસ દુર્ગુણુને ધિક્કારે છે તો પણુ તેઓને તે વળગી રહે છે, અને તેને લાગેલી ખરાબ ટેવનો તે જીંદગી સુધી ગુલામ થઇ રહે છે, ભલા વિચાર કરો કે આ વર્તમાન સમયમાં ફેશને આપણા ઉપર આવો સખત કાબુ જમાવેલો છે, તે અસલથીજ ચાલ્યો આવે છે કે હાલ આપણેજ નવું રૂપ ધારણુ કરેલું છે, અવશ્ય એ નવીનજ છે, વિદેશી આપણુને માન આપતા નથી તોપણુ આપણે વિદેશીને માન આપીએ છીએ.

આ જન્મ ભૂમિને તું માન, સ્વર્ગથી અધિક આપ,
તાપ અમાપ હિંદના તું, દેશ ભક્ત બની કાપ,
શ્રાપથી નિવાર, સર્વ દોષથી ઉગાર તું,
થવા સ્વતંત્ર સાધ મંત્ર, કર્મ યોગી બની તું,

દાખલા તરીકે આપણે આપણો અસલ પહેરવાશ છોડી દેવા માંડયો છે તેમ વિદેશીઓ પોતાનો અસલ પહેરવાશ છોડી આપણો અસલી પહેરવાશ ધારણુ કરવાને કશું કર્યું છે તેઓ આપણા અ-સલી મલાજાનું કેમ પાલણુ કરતા નથી આપણે દેશી પહેરવાશ છોડી અંગ્રેજી ફેશનમાં ઉતરી ગયા છીએ તેથી શું અંગ્રેજ લોકો આપ-ણુને માનની દ્રષ્ટિથી જુવે છે એમ ધારતું છે, કદી નહિ. આપણે ઇગ્લિશ ડ્રેસમાં તેની મુલાકાત લઇએ છીએ કે તેનાં દેશમાં જઇએ છીએ ત્યારે અજાણી અંગ્રેજ પ્રજા આપણુને ઇગ્લિશ ડ્રેસમાં જોઇ

પોતાના દેશના ભંગી તરીકે ગણી કાઢે છે અને જાણે છે તેને દેશદ્રોહીમાં ગણી હિંદની હકીકત જાણવા તેને હથીયાર રૂપ ગણી લે છે અને તેમજ બને છે, આપણેજ આપણાં પગમાં કુહાડો માર્યો છે, આપણા દેશનું અહિત આપણેજ કરતા જઇએ છીએ આ બધું ફેશનનુંજ પરિણામ છે, સુધારાએ આપણા ઉપર કેવી રીતે જીત મેળવી કાબુ મેળવ્યો છે, તે સમજાવું છું.

કહેવતમાં છે કે (ઘરફૂટે ઘરજાય) દાખલા તરીકે એક વિશાળ જંગલમાં એક નાનકડી કુહાડી આવી પડી, તે જોઇ વૃક્ષોએ પરસ્પર વાત કરીકે આપણો નાશ કરવા માટે આ હથિયાર આવી ચુક્યું છે ત્યારે ત્રીજા વૃક્ષે જવાબ આપ્યો કે, જ્યાં સુધી આપણામાંથી કોઇ દ્રોહી નહિ બને ત્યાં સુધી તે કુહાડી નકામી છે, તેટલામાં તે કુહાડી એ એક નાનકડા વૃક્ષને લાલચ આપી ઉંધુ ચતું સમજાવી તેની પાસેથી પોતામાં જોડવા કાષ્ટનો ટુકડો લીધો, આથી કુહાડીને જોર મળ્યું જોઇ બીજા વૃક્ષોએ તુરતજ વિચાર કર્યો કે, આપણામાંથી કોઇ દુસ્મન જાગ્યો હવે આપણો વિનાશ થશે, અને તેમજ થયું, આખા જંગલનું સત્યાનાશ નીકળી ગયું તો સુધારો આપણાં દેશમાં હરતો ફરતો હોય તેથી નુકશાન નથી પણ તેને આપણા લોકોએ ઉત્તેજન આપી કુહાડીને કાષ્ટ મેળવી આપવા બરોબર કર્યું છે, જરા ધ્યાન કરી જુઓ કે અંગ્રેજોએ અનેક દેશો લીધાં છે. પણ પોતાનું જાતિ અભિમાન છોડી પરાયો વેશ ધારણ કર્યો નથી. દાખલા તરીકે, પણ બતાવો કે કયા અંગ્રેજે પોતાના છોકરાને ધોતીઉ અંગરખું કે પાઘડી પહેરાવ્યાં કયા

અંગ્રેજે પોતાની છોકરીને ઘાઘરી ઓઢણી તથા કાપડી પહેરાવ્યાં કયા અંગ્રેજે પોતાની સ્ત્રીને ચણીઓ ચોળી કે સાડી પહેરાવી પોતાના વડીલોની લાજ કાઢવા ફરજ પાડી. તેમ કયા અંગ્રેજે ધોતીઉં અંગરખું કે ખેસ પાઘડી ધારણ કર્યાં? વિચાર તો કરો તે પ્રજા શાથી સુ:ખી છે, દેશાભિમાનથી, અત્યારે આપણેજ દેશાભિમાન છોડી વિદેશી થયા આપણાં આખા કુટુંબને વિદેશી બનાવ્યા વિદેશી વસ્તુઓ પસંદ કરી, ઘરમાં જ્યાં નજર ફરે ત્યાં વિદેશી વિદેશી વસ્તુઓ વસાવી દીધી છે. હવે આવા પુરૂષો દેશના દુશ્મન નહિ! તો તેને શું કહેવું કેટલાક ઘરો સ્વદેશાભિમાનથી ઝળકી રહ્યાં છે, તો આજુબાજુ નજર કરતાં કેટલાંક વિદેશાભિમાનથી વિરાજી રહ્યાં છે. દાખલા તરીકે એક દેશમાં બે કોમ છે. એક બ્રાહ્મણ અને એક ભંગી, ભંગી થવું સહેલું છે પણ બ્રાહ્મણ થવું મુશ્કેલ છે. બ્રાહ્મણની પાસે વસનાર ભંગી બ્રાહ્મણને ભંગી અવશ્ય બનાવી શકશે અને તે પાપ પણ વહોરી લેશે, ભાગ્યેજ બ્રાહ્મણ જાત અભિમાનં ધરાવી મહેનત લઇ પાસે વસનાર ભંગીને પોતાના જેવો બનાવી શકશે, એટલે કે બ્રાહ્મણ બનાવશે, માટે યાદ રાખવાનું છે કે આપણે ફેશનમાં ઉતરી વિદેશી વસ્તુઓ ગ્રહણ કરવા લાગ્યા એટલે આપણે વિદેશીનું માન મેળવી શકશું વિદેશીઓમાં માન મેળવવાનો ખરો રસ્તો એજ છે કે દેશાભિમાની બનો અને દેશી ડ્રેસ ધારણ કરો તો અવશ્ય તમે વિદેશીઓ તરફથી સંપૂર્ણ માન મેળવશો આ ચોકકસ છે, છતાં દેશાભિમાની કાં ન બનો!

માતૃ ભૂમિના ચરણપર, તમ જીવન પુષ્પ ચડાવી ઘો,
સ્વભૂમિના ભકતો બની, તમ જીવન ને શોભાવી લ્યો,

હિંદ સેવા સુવર્ણ અક્ષર, શરીરમાં કોતરાવી લ્યો;
આ દેહ પડતાં હૃદયમાં, સ્વદેશી મૂર્તિ બનાવી દયો ?

આજ કાલ આપણા દેશમાં જે અંગ્રેજી ભણેલા છે તેઓ તો અંગ્રેજી પ્રજાને માટેજ સવડ સાંચવે છે. દુકાન ઉપર પાટીઆં મારે છે તે પણ અંગ્રેજીમાંજ તેઓ નથી સમજતા કે અંગ્રેજી નહિ ભણેલાં માણુસો દુકાન શોધવી હોય તો કેટલી મુશીબત ભોગવવી પડે છે આમ કરવાથી તેણે અંગ્રેજી જાણનારી પ્રજાનીજ સવડ સાંચવી છે આપણી દેશી ભાષા જાણનારી પ્રજાં તો કોઇ હીસાબમાંજ નથી. વળી અજાયબ જેવું તો એ છે કે કેટલાક લોકો સ્વદેશી માલ ઉપર પણ અગ્રેજી છાપ લગાવે છે આથી અભણુ પ્રજાએ તે માલને દેશી સમજવો કે વિદેશી અંગ્રેજી ભાષામાં છાપ મારેલી હોવાથી દેશી માલ વિદેશીમાં કાં ન ખપે માટે ખરૂં તો એ છે કે દુકાન યા ઘર ઉપર આપણી ભાષાનાં પાટીઆં મારવાની જરૂર છે, બીજું સ્વદેશી માલને અભણુ પ્રજાએ ઓળખવા માટે ઉપર **મહાત્મા ગાંધી, તીલક** આદિ દેશ ભકતોની છાપ મારવાની જરૂર છે.

## ઉન્નતિ.

કર્યો ન પર ઉપકાર, સાર સમજી જીવનનો,
કર્યો ન પર ઉપકાર, ભાવ જાણી ભીતરનો,
કર્યો ન પર ઉપકાર, દીન પર દયા ધરીને,
કર્યો ન પર ઉપકાર, પુણ્ય પંથે પરવરીને,
આ આયુષ્ય મિથ્યા, એ રીતે, અંધારે વહી જાય છે,
પ્રભુ પ્રસન્નતા નવ મેળવી, તેનું શુભ શું થાય છે.

આપણી સરકારે હિંદને કાબુમાં રાખવા લાખો માણસો રાખેલા છે અને તેના હુકમનો અનાદર કરનારને દંડ આપે છે બલ્કે અન્યાય તેમ કરવાની તેને સત્તા છે, છતાં આપણાં લોકોને તેના તરફથી કોઇ કોઇ વખતે મોટો ત્રાસ ઉત્પન થવા સંભવ રહે છે, પ્રજા પક્ષમાં આપણા હિંદને માટે મહાત્મા ગાંધી તીલક આદિ કેટલાક દેશ ભકતોએ આ હિંદની ઉન્નતિ થવા માટે પોતાનાં બાલ બચ્ચા કુટુંબ કબીલા સુઃખ સંપત્તિ એશઆરામ આ સર્વને તલાંજલી આપી એક હિંદનું હિત થાવ આવાજ ભાવથી ભેખ ધારણ કરી રહ્યાં છે અને અહોનીશ તેજ રટણ કર્યા કરે છે, હિંદના હિતાર્થે કારાગૃહ વાસ કરવાને સદૈવ તત્પરતા બતાવી અનેક અપમાનો સહન કર્યા છે. લાખોની મીલ્કતોનો ભોગ આપી બેઠા છે, તે કોના માટે ? પરોપકાર માટે. કારણ તેઓ જાણે છે કે, વાઘણની પેઠે ચોમેરથી તિરસ્કાર કરતી વૃધ્ધાવસ્થા ઉભી છે શત્રુની પેઠે રૂપ દેહને હણે છે ભાંગેલાં વાસણમાંથી પાણીની પેઠે આયુષ્ય સ્ત્રવી જાય છે માટેજ દેહને નિર્ભય કરવા હિંદને અર્પી ચુકયા છે છતાં આપણે તેના દુઃખ ઉપર ધ્યાન નહિ આપીએ તો દેશદ્રોહી ગણાઇએ તેમાં નવાઇ શી, વળી વીદેશમાં તેની હાંસી કરાવવા હથિયારરૂપ આપણેજ કહેવાશું હિંદના ભકતોને ઘેર સિપાઇ નથી, જેલ નથી કે હથિયાર નથી જે વડે આપણને કાબુમાં રાખશે તેની પાસે તો માત્ર આત્મબળ છે, અને તે આત્મબળથી જો આપણે કાબુમાં નહિ રહીશું તો તેઓ પોતાનો ધર્મ સંભાળી દેશ સેવામાં જીંદગી પૂર્ણ કરશે પણ અફસોસની વાત એ રહેશે કે તેઓને દેશસેવાનું ફળ કાંઇ ન મળે અને દિનપ્રતિદિન આપણા લોકો તેનો અનાદર

કરતા રહે તેનો સદ્બોધ ગ્રહણ ન કરે, તો ચાલુ વર્તમાન સમય ચાલ્યો જાય, અને દેશભકતો નિરાશ થવાથી પુનઃ જન્મ લઇ દેશ સેવા કરી શકે, તે વયમાં આવે તેટલા કાળમાં તો આ હિંદ કઇ ગતિએ મુકાઇ જશે, તે વિચાર આપણે કરવાનો છે, આયુષ્યની એક ઘડી પણ અમુલ્ય છે. કોટી સોના મહોર વડે પણ કયાંય ક્ષણમાત્ર આયુષ્ય મળતું નથી તો મહાત્માઓની અમુલ્ય ઘડીઓ ફોગટ જાય તેથી વિશેષ અધિક હાનિ કઇ જો મહાત્માના બોલવા ઉપર આપણે ધ્યાન ન આપીએ તે કારણથી તેના અવસાન કાળ સુધી તેની ઇચ્છા સંપૂર્ણ નહિ થાય, તે કારણથી હિંદના હિતાર્થે સ્વર્ગનું સુઃખ છોડી પુનઃ જન્મ ધારણ કરે. આવા કષ્ટોમાં તેને ફેંકી દેવા આપણેજ નિમીત્ત થશું. (કહેતે પણ કરતે નહીં, મુખકે બડે લબાડ) આ કહેવત આપણને સચ્ચોટ લાગુ પડે છે જેના મુખમાંથી સાંભળીએ છીએ તે એમજ કહે છે કે આપણું હિંદ બહુ દુઃખી છે માત્ર આટલુંજ બાકી હિંદ સુખી કેમ થાય તે પગલે ચાલતાં બહુ મુશિબત પડે છે, હિંદને સુખી થવાના સરળ રસ્તાઓ ઘણા છે, જો આપણે એકત્ર થઇ ઉપાય લઇએ તો આપણું હિંદ સર્વ દેશમાં સર્વોપરી ગણાય અવસ્ય હિંદના હિતાર્થે આપણે ઇર્ષા અને આળસને તો તલાંજલી આપવી પડશે ચાડી ચુગલી તજી દેવા પડશે દરેક દેશીઓને પોતાનાં બંધુ તરિકે ગણવા પડશે દરેક દેશ ભકતો-ને આપણા ગુરૂ તરિકે માનવા પડશે આપણા વડિલોના વડિલો તરિકે માન આપવું પડશે. તેમના સદ્બોધને સુવર્ણ પત્રમાં કોતરી છાતી સાથે જડવા પડશે દ્રવ્ય કીર્તિ અને આરોગ્યતાથી પણ મહાપુરૂષની મમતા વધારે કીંમતી છે કારણ જે સારા ઉદાર અને સત્યવાદી

મનુષ્ય જોડે એક રૂપ થવું, એ એક રીતે સારા ઉદાર અને સત્યવાદી થવાની નિશાની છે જે ધર્મતત્ત્વ જાણીને સ્વતંત્ર થાય છે, તેજ સ્વતંત્ર છે, બાકી તો બધા ગુલામ છે મારી અલ્પમતિ અનુસાર હિંદના હિતાર્થે મેં એક સરળ માર્ગ શોધેલો છે અને તે નીચે જણાવેલો છે હું ધારૂં છું કે આપણા હિંદને અનુકુળ આ-વવો જોઇએ વાંચક બરાબર ધ્યાન આપી વાંચજે ગરીબ, શ્રીમંતોને વાંચી સંભળાવજે મારૂં એમ માનવું છે કે, મારા લખવા પ્રમાણે મહાત્માઓ પણ ચાહતા હશે સ્વદેશ મમતા એ સ્વભાવિક લાભ-કારક મોટો સદ્‌ગુણ છે, ઇશ્વર અને સ્વદેશને ચાહવો એ દરેક ભક્તિ માન મનુષ્યની ફરજ છે હું કોઇ શ્રીમંત નથી વિદ્વાન નથી માત્ર તમારો દેશ બંધુ છું એક કંગાલ વ્યકિત છું અગર જો હું શ્રીમંત હોતે તો આપણા દેશી ભાઇઓનાં અંતરમાં સચોટ છાપ પાડી સરળ માર્ગપર દોરી જતે પણ લાચાર કે મારે પરમાર્થની સાથે સ્વાર્થ પણ જોડવો પડે છે, મારે વગર પૈસે મારા હિંદી ભાઇઓને આ ચોપડી ભેટ કરવી જોઇએ પણ હું નિર્ધન હોવાથી ચોપડીની કીંમત લેવા મને ફરજ પડે છે આટલો મારા દેશી ભાઇઓનો હું અપરાધી છું અને તેની ક્ષમા ચાહું છું.

## મારા વિચારો

પવિત્ર લગ્નિ પ્રેમ, પ્રતીતિ પ્રેમ વિશે છે;
પ્રેમ વિષે છે વિજય, પરાજય પ્રેમ દીસે છે;
ઇંદ્રાસન છે પ્રેમ વિશ્વ વંદન પણ એ છે;
પારસમણિ પણ પ્રેમ, ક્ષેમ સાગર પણ તે છે;
વળી સવિતારૂપે પ્રેમનો, પ્રકાશ છે પ્રસરી રહ્યો;
જો પ્રેમ હૃદયમાં નવ વસે, તો જીવન સૌ હારી ગયો;

જ્યાં સુધી આપણે દ્રઢ થયા નથી ત્યાં સુધી આપણે સ્વતંત્ર નથી બીજ જમીનમાં સ્થાપ્યું નથી ત્યાં સુધી ઝાડ પરિપકવ થતું નથી આજકાલ આપણા બાળેકોમાં કેટલાક ભણે છે, કોઇ થોડું કોઈ ઘણું કેટલાક ગરીબના બાળકો ભણવા પણ પામતા નથી વળી નાનાં નાનાં ગામડામાં તો સઘળાં બાળકો ઘણે ભાગે અભણ રહી જાનવરો માફક જીંદગી ગુજારે છે, આ હકીકત આપણા જાણવામાં છે, તો આપણી ફરજ છે કે દરેક પ્રજા કેમ ભણે અને તેની ઉન્નતિ કેમ થાય તેવો કોઇ સરળ માર્ગ શોધવાની અને યોજવાની જરૂર છે હિંદને અવશ્ય વિદ્યાની જરૂર છે. વિદ્યા વિનય દે છે વિનયથી યોગ્યતાને પામેછે, યોગ્યતાથી ધન મળે છે, ધનથી ધર્મ પ્રાપ્ત થાય છે, અને ધર્મથી સુખ મળે છે વિદ્યા એવી વસ્તુ છે કે જેની તુલના રાજાથી પણ થઇ શકતી નથી, કારણ કે રાજા પોતાનાજ દેશમાં પૂજાય છે, અને વિદ્વાન સર્વ સ્થળે પૂજાય છે વિદ્યા એ માતા પ્રમાણે રક્ષણ કરે છે, પિતાની પેઠે હિત કરે છે સ્રીના પ્રમાણે મનને રંજન કરી સુખ આપે છે.

સર્વ પૃથ્વી પર કીર્તિ પ્રસરે છે. અને દ્રવ્યની વૃધ્ધિ કરે છે. કલ્પતરૂના પ્રમાણે વિદ્યાના યોગે સર્વ કંઇ સાધ્ય થાય છે, વિદ્યાથી બીજું કાંઇ ઉત્તમ નથી. તો પહેલાં વિદ્યા દાનની જરૂર છે. દરેક જ્ઞાતિના બંધન એવાં થવાં જોઇએ કે પોતાના બાળકને ફરજીયાત ભણાવવા જ્ઞાતિ તરફથી મહોટા શહેરોમાં શાળાઓ ખોલવી તેમાં દરેક ગામનાં જ્ઞાતિ બંધુઓના બાળકોને ભણાવવા શ્રીમંત હો યા ગરીબ હો જો શ્રીમંતો પોતાના બાળકોને સ્વતંત્ર ભણાવતા હોય તો ભલે નહિ તો જ્ઞાતિએ ખોલેલી શાળામાં દાખલ કરવા, ગમે તે હો પણ જો બાળકને ભણાવે નહિ, તો જ્ઞાતિ તરફથી તેના ઉપર

ફરજ પાડવી છતાં ન માને તો જ્ઞાતિએ તેના માટે ઘટતા પગલાં લેવાં આ રીતે અવસ્ય થવું જોઇએ, પ્રદેશથી આવેલા બાળકો તથા દેશમાં વસનાર બાળકો એ દરેકને માટે ખાવા પીવા પહેરવા ઓઢવાનો બંદોબસ્ત થવો જોઇએ જેને વધારે ભણવું હોય તેને ખુશીથી ભણાવવો જેને ઇચ્છા ન હોય તેને અમુક હદ સુધી તો ફરજીયાત ભણાવવો જોઇએ આમાં કોઇ જ્ઞાતિ બંધુએ પોતાની વિરૂધ્ધતા દર્શાવવી નહિ આ કાર્યની શરૂઆતમાં પૈસાનો ભોગ અવશ્ય આપવો પડશે પણ તેની વ્યવસ્થા કેવી રીતે કરવી અને પૈસાનો ભોગ આપતાં રોકેલી રકમ કેમ સલામત રહે બલ્કે તેમાં વૃધ્ધિ કેમ થાય તે આગળ વાંચતાં સમજાશે આ ફંડમાં ગરીબથી શ્રીમંતના બાળકો લાભ લઇ શકે, અને તેના બદલામાં શ્રીમંતો તરફથી રાજી ખુશીની ભેટ મળે તે સ્વીકારવી ગરીબો પોતાના બાળકોને નહિ ભણાવતાં તેની કમાઇ ઉપર જીવન આધાર રાખતા હોય તેઓને મદદ પણ આપવી તે કેવી રીતે તે પણ આગળ વાંચતાં સમજાશે ઉપરની બાબત કેમ જળવાઇ રહે અને ખર્ચમાં ખામી આવતાં શું કરવું તે સમજાવું છું.

## હુન્નર.

ધરી દેશની દાઝ, નવા ઉદ્યોગ જગાવો,
ધરી દેશની દાઝ, હામ હૈયામાં લાવો,
ધરી દેશની દાઝ, લાજ મર્યાદ વધારો,
ધરી દેશની દાઝ, કામ ક્રોધાદિ મારો,
ધરી દેશની દાઝ, કળા કૌશલ્ય વધારો,
ધરી દેશની દાઝ, વણજ વ્યાપાર વધારો,

હુન્નર કરી હજાર, દેશ ઉત્કૃર્ષ વધારો
કરી વણુજ વ્યાપાર, દેશને પાર ઉતારો,
કરી આળશને દુર, દેશની લજ્યા રાખો,
સજી પ્રરાક્રમ શૌર્ય, વાણી હિમ્મતની ભાખો;
જો પાછા પગલા ભરી, ડરીને કાયર થાશો,
તો દેશ હિતના સુર્યને, કયાંથી તમે નિહાળશો,

જે શહેરમાં શાળા ખોલવામાં આવેલી હોય તેજ શહેરમાં હુન્નરશાળા ખોલવી, જ્ઞાતિ બંધુઓ જે જે હુન્નર જાણુતા હોય તેઓને પગારથી રાખવા શીવાય સારા હુન્નર જાણુનારા તથા શોધ કરનાર પરજ્ઞાતિ હોય તો તેને પણુ નોકર તરીકે રાખી હુન્નરમાં વૃદ્ધિ થાય તેવાં પગલાં લેવાં બાળક શાળામાંથી વિદ્યાઅભ્યાસ કરી છુટે કે તુરત તેને હુન્નરશાળામાં દાખલ કરવો જે દાખલ થવા ના ઇચ્છા ધરાવે તેને પણુ ફરજીઆત દાખલ કરવો શ્રીમંત હો કે સુખી હો ઘેર ગાડી મોટર ગમે તે હો પણુ જ્ઞાતિની શાળામાં યાતો બીજી શાળામાંથી ભણી ઉતર્યા બાદ દેશ પરદેશ ગમે ત્યાં હો ત્યાંથી તેને ફરજીઆત બોલાવી હુન્નરશાળામાં દાખલ કરવો અને કાબેલ શિક્ષકોના હાથ નીચે દરેક હુન્નરો તેને શીખવવા અને ક્રમે ક્રમે તેની પાસેથી તે કામ લેવું હુશિઆર થઇ પરિક્ષામાં પાસ થાય ત્યારે તેને છુટો કરવો યા તો નોકરી આપવી યા તો તેની શક્તિ પ્રમાણે તેને જોઇતી મદદ આપી સ્વતંત્ર બનાવવો.

કર્તા હુન્નર કામ, દેશ દારિદ્ર ટળે છે;
કર્તા હુન્નર કામ, દ્રવ્યની રેલ વળે છે;

કર્તા હુન્નર કામ, સદ ઉદ્યોગ ફળે છે;
કર્તા હુન્નર કામ, ગરીબજનલાખપળે છે;
રે હુન્નર સમ પારસમણિ, નથી દીઠો કો દેશમાં;
આ વચન સર્વ સાચાં વદું, લેજો સરળ વિચારમાં;

આ હુન્નરશાળામાં જમવા જુઠવા પહેરવા ઓઢવાની પણ સારી સવડ રાખવી જોઇએ, હુન્નરશાળામાં જે માલ તૈયાર થાય તેના નિકાશ માટે જ્ઞાતિ તરફથી દુકાનો ખોલવામાં આવવી જોઇએ, આ દુકાનોમાં મળતી ચીજો જરૂર પડે જ્ઞાતી બંધુઓએ ત્યાંથીજ ખરીદ કરવી જોઇએ અને જો તેમ નહિ કરતાં બીજેથી ખરીદ કરે તો જ્ઞાતિએ તેને ગુન્હેગાર ગણુવો જોઇએ આ પ્રમાણે કરવાથી તેની પેદાશમાંથી હુન્નરશાળા વિદ્યાશાળા તથા વકીલ વાણોતર એ સર્વનો ખરચ નભશે, અને રોકેલી રકમમાં દીવસે દીવસ વૃધ્ધિ થતી જાશે, આવી હુન્નરશાળાઓ દરેક કોમોમાં ખુલવી જોઇએ જે જ્ઞાતિની ટુંકી સંખ્યા હોય તે જ્ઞાતિએ પોતાની મુખ્ય લાગતી વળગતી જ્ઞાતિ સાથે મળી જવું આ પ્રમાણે કરવાથી જ્ઞાતિના શ્રીમંતો તેમાં શા માટે મદદગાર નહી થાય, કારણ કે તેનાં નાણાં જવાની તેને બીલકુલ ધાસ્તી રહેશે નહી અને કાળે કરી તેનાં નાણા વ્યાજ સહિત ભરવાની શકિત તે હુન્નર શાળામાં શા માટે ન આવે ઉપર પ્રમાણે સ્કુલો હુન્નર શાળા ખોલતાં જો કોઇને અનુકુળ ન આવે તો સાર્વજનીક સંસ્થાઓ તથા હુન્નર શાળાઓ ખોલવા માટે પ્રયત્ન કરવા આ પ્રમાણે દરેક જ્ઞાતિમાં બંધારણો થાય અને હુન્નરમાં વૃધ્ધિ થાય તો પછી આપણે વિદેશી વસ્તુઓની શી જરૂર છે હાલમાં મુંબઇ સેન્ડહર્સ્ટ રોડ ઉપર ટ્રામ સ્ટેસન

પાસે શ્રી રામ મેન્સનમાં ઝવેરી ચુનીલાલ ન્યાલચંદની બાજુમાં જામનગરવાળા સામજી ઘેલારામે સ્વદેશી જરિયાન તથા રેશમી કાપડની દુકાન ખોલેલી છે. આ દુકાનનું નામ ધી જામનગર કલોથ સ્ટોર્સ રાખવામા આવયું છે તો ફેશનને ચ્હાનારા, બંધુઓ તથા બ્હેનો જો તમે વિદેશી માલમાં શરીરની શોભા માંગતાં હો તો, તમારી ભુલ છે, એકવાર ઉપરના સ્ટોર્સની મુલાકાત લેતાં જણાશે કે વિદેશી કારીગીરી પીતળ ઉપર ગ્લિટ કર્યા બરાબર છે ઉપરના સ્ટોર્સમાં ગરીઓથી શ્રીમંતો સુધી લાભ લઇ શકે છે. - જે, માં જરિયન સાડીઓ જરિયાન લેડીસ સ્કાર્ફ સેલાંઓ ઓઢણીઓં સાફા દુપટા ફ્રાક ટેબલ કલોથ લૅંગા વિગેરેમાં દેશી. વણાટ તથા ભરત કામ કરેલું છે વળી માલ ચોખો દેશી કારીગરોના હસ્તે બનેલો વિદેશી માલને મુકાબલે ઘણો સરસ અને સસતો છે વળી ફેશનને ચ્હાનારની ફેશન જળવાઇ રહેતાં સોનું તથા સુગંધ સાથે મળી આવે છે, તો પછી આપણે વિદેશી માલનું શું કામ છે પાંચથી પાંચસો સુધીનો શૃંગાર ઉપરના સ્ટોર્સમાં મળી શકે છે આ સ્ટોર્સ મેં મારી નજરે જોતાં મારા હૃદયમાં દેશની કારીગીરી ઉપર ઘણી લાગણીની સાથે ખુશી ઉત્પન થતાં મેં મારી ફરજ અદા કરવા માટે મારા દેશી બંધુઓને જણાવું છું કે જો આ પ્રમાણે નવી નવી શોધ કરનારને પુરતી મદદ મળે તો આપણાં હિંદમાં નવા હુન્નરો સંખ્યાબંધ નીકળી પડે તેમાં નવાઇ નહિં આપણા હિંદમાં સર્વ વસ્તુઓ છે, માત્ર ગરીબોને મદદ નથી જેથીજ હિંદ પ્રકાશમાં આવતું નથી પણ જો ગરીબોને મદદ આપવામાં આવે તો આપણો દેશ સર્વ દેશોમાં સર્વોત્તમ પદને પામે તેમાં નવાઈ

નહિ. ઉપર જણાવ્યાં પ્રમાણે જ્ઞાતિ બંધન થાય તો દરેક ધંધાર્થી ને ઉત્તેજન મળે આપણે જેમ વિદેશી માલને માન આપી મંગાવીએ છીએ તે માલ આપણા દેશમાં હુન્નરની વૃધ્ધિ થતાં આપણે શા માટે મંગાવીએ? તેને હામે આપણાજ દેશનો માલ આપણે શા માટે ખરીદ નહિં કરીએ, અને એ રીતે આપણે આપણા દેશને મદદગાર શા માટે નહિ થઇએ; વળી વિદેશીઓએ કાંઇ પ્રતિજ્ઞા કરેલી નથી કે હિંદને માલ આપવો પણ લેવો નહીં અવશ્ય આપણે હુન્નરમાં સુધારા વધારા કરતા રહીશું અને સારો માલ બનાવીશું તો. જરૂર વિદેશીઓ પણ આપણને ઉત્તેજન આપશે અને જો એમ બને તો ગએલી લક્ષ્મીએ આપણાં દેશમાં પુનઃ પગલાં કરવાંજ જોઇએ આ કાર્યની શરૂઆતમાં પૈસાની જરૂર પડશેજ પણ જો જ્ઞાતીના આગેવાનો હિમ્મત કરશે તો આગળ લાભાર્થે એકથી વિશેષ માર્ગ. ખોળી કાઢશે બીજુ કાંઇ નહી તો શેરો કાઢીને પણ નાણા મેળવી ઉપર જણાવ્યા પ્રમાણે શાળાઓ ખોલવાની જરૂર છે.

આપણા હિંદમાં વિદેશી સાબુઓ જેમાં ચરબી તથા અસ્પર્શ ચીજો મળીને આવે છે તેને આપણે વારસીક કરોડો રૂપીયા આપીએ છીએ પણ હાલમાં જે આપણે સ્વદેશીને ઉત્તેજન આપવામાં શરૂઆત કરી છે જે અંગે કેટલાક સાબુના કારખાનાઓ ખુલ્યાં અને તેમાં કેટલાક નાસીપાસ થયા તેનું કારણ એજ કે આપણે આપણા દેશી કારીગરોને પુરતું ઉત્તેજન આપતા નથી. પણ જો આપણે હૃદયમાં દેશાભિમાન રાખી ઉત્તેજન આપીએ તો

જરૂર આપણું હિંદ હુન્નરમાં વિજય મેળવે. દાખલા તરીકે મુંબઇમાં રેલ્વે સોપ મેન્યુફેકચરીંગ કું૦ એ પુરતી દ્રઢતાની સાથે પોતાનું કામ જારી રાખી સાબુમાં સુધારો કરી આજે લોકમાન્ય થઇ પડી છે તેનું કારણ એજ કે તે સાબુ ઘસારામાં ઘણો કમતી છે વળી કપડાંનો મેલ ત્વરાથી કાપી એકદમ સ્વેત બનાવે છે વળી નવાઇ જેવું તો એ છે કે રૂપીઆ (૨૫) ડીપોઝીટ મુકનારને મજકુર કું૦ માસીક સીંગલ લાટા બે ફ્રી આપે છે. છ લાટા સાથે મંગાવનાર પોષ્ટ કાર્ડથી ખબર આપે તો તેને ઘેર બેઠાં પહોચતા કરે છે. અને તેની રોકડી કીમત એક રૂપીઓ અગીઆર આના લે છે વળી બહારગામને માટે લાટા એકની કી. પાંચ આના રાખેલી છે એક માણસ ચૌદ મેમ્બરોને મેળવી લાટા ૨૮ ની કીમત રૂ. પોણા નવ મોકલાવે તો તેની સાથે બે લાટા ફ્રી મેળવી કુલે લાટા ત્રીસની પેટી ૧ ફ્રી ડીલેવરી કરી મોકલાવે છે ઠે૦ ઓફીસ, મુંબઈ. નં. ૨.

દેશ ઉદયનું કામ, કામ નિજ ઘરનું લેખો;  
દેશ ઉદયનું કામ, કામ નિજ હિતનું લેખો;  
દેશ ઉદયનું કામ, નથી એથી કોઇ ચડતું;  
દેશ ઉદયનું કામ, ગગનમાં જઇને ચડતું;  
રે શસ્ત્ર અસ્ત્ર લાખો થકી, કિંચિત ફળ જયાં નવ મળે?  
તે પ્રયાસને પુરૂષાર્થથી દેશ ઉદયનો દિન મળે?

હાલમાં કેટલાક ભણી ઉતર્યા હશે નિર્વાહ માટે દુઃખી થતાં હશે, દેશ છોડી પરદેશ જતાં હશે. આવા ઘણાં દુઃખી બંધુઓની હકિકત બાકી રહી ગઇ તેને માટે શું કરવું તે નીચે જણાવું છું

## ગરીબોનો ઉદ્ધાર.

હે તળાવ તારામાં આટલી પાણીની સંપતિ છતાં જો તું તૃષાતુરની તૃષાને એકદમ છુપાવીશ નહિ તો ઉનાળામાં સૂર્યના તિક્ષણ કિરણ ચોમેરથી અંગાર સમુહ ફેલાવશે ત્યારે સુકાએલ તું કોની તૃષા છુપાવીશ. તેમ હે નર, તું તારી જુવાનીમાં અને સુખ સંપત્તિમાં જો ગરીબોનાં દુઃખ નહિ ટાળીશ તો પછી કાળે કરી નિર્ધનતા અને વૃદ્ધાવસ્થા આવશે ત્યારે તું દેશ સેવા તથા જ્ઞાતિ સેવા કેવી રીતે કરીશ; આપણાં દેશમાં કેટલુંક નિર્વારસીનું ધન કેટલાક ધર્મવૃતિવાળાનું ધન તથા જ્ઞાતિનું ધન તેનો દુરૂપયોગ થાય છે, કોઇ ધર્મશાળાઓ બંધાવે છે, સદાવ્રતો ખોલે છે, દેવ મંદિરો ઉભાં કરે છે, આથી મનુષ્યને ભિખારી થવા ઉતેજન મળે છે અને એવા ધર્મસ્થાનમાં સદા સારાંજ કૃત્યો થાય છે તેની ખાત્રી શું? જે હરામનું ખાવા દુનિયાદારીથી વિમુખ છે તેવા ખાનદાનો આ ધર્મ-સ્થાનના અધિકારી થાય છે અને ખાઇ પીઇ મસ્ત બની બીજાઓને તે માર્ગ ઉપર દોરી જાય છે આવા સ્થાનોનો લાભ માત્ર કોઇકજ સારો માણસ લેવા પામે છે, સ્થળે સ્થળે આવા ધર્મસ્થાનો બંધાતા ભિખારી થનારને પોષણ મેળવવાનો પંથ સરળ પડે છે. અને એવાજ કારણથી તેઓની સંખ્યા વધતી જાય છે તો ઉપર પ્રમાણે પૈસાનો દુરૂપયોગ નહિ કરતાં તે પૈસા હુન્નરશાળામાં ભરવા આથી જ્ઞાતિને તથા હુન્નરશાળાને ઉતેજન મળશે. વળી જ્ઞાતિમાં ગરીબ કુટુંબો પરાઇ મહેતાજી ભોગવે છે. ઘરમાં બહુ દુઃખી સ્થિતિ અનુભવે છે. હુન્નર વેપાર જાણતા છતાં પૈસા વીના આગળ વધી શકતા નથી અને સબડતી અવસ્થામાં જીંદગીના દીવસો પુરા કરે

છે એવાને ફંડમાંથી જ્ઞાતિમાંથી વ્યાપાર રોજગાર માટે વ્યાજે નાણા આપી મદદ કરવી અને તે દુઃખીઆના દુઃખ ટાળવા નિરાશ્રીતને આશરો આપવો તે તેને નવું જીવન બક્ષ્યા બરોબર છે. આ કાર્યો શ્રીમંતો સિવાય બની શકશે નહિ કારણ જેનું કામ તેજ કરે.

કારીગરનું કામ, નહિ પંડિતથી સરશે;
પંડિત કેરૂં કામ, કહો મુરખ શું કરશે;
વૈદ્યતણું જે કામ, નહિ જોશીથી નીપજે;
શેઠતણું જ્યાં કામ, નહિ ચાકર નું ઉપજે;
છે જેનું જે જે કામ, તે પડે પાર તેના થકી;
કદી અવર કાર્ય કરવામથે, નીપજે નવ એના થકી?

ભાઇઓ ઉપર જણાવેલા મારા વિચારો જો આપને સત્ય જણાયતો એ પ્રમાણે વર્તવા પ્રયત્ન કરશો એવી આશા રાખુંછું. એકજ જ્ઞાતિ ઉપર લખ્યા પ્રમાણે જો કરશે તો તેને જોઇ બીજી જ્ઞાતિઓ પણ તેમ કરશે જેથી ક્રમે ક્રમે દરેક જ્ઞાતિઓમાં સ્કુલો તથા હુન્નરશાળાઓ ખુલશે તો હિંદનું હિત કરવા માટેનું પુન્ય શરૂઆત કરનાર જ્ઞાતિને મળશે અને તે જ્ઞાતિની કીર્તિ અમ્મર રહી સર્વ જ્ઞાતિ ઓપર ઉપકાર કરનાર બુધ્ધિશાળી અને શ્રેષ્ટ ગણાઇ સ્વતંત્ર થશે

સ્વતંત્રતા સુખ રૂપ, પુર્ણ ચંદ્રોદય પેખો,
સ્વતંત્રતા નું તેજ, તેજ તરણી સમ લેખો;
સ્વતંત્રતા ના વેણ, શૌર્ય સેજે ઉપજાવે;
સ્વતંત્રતાના વેણ, હર્ષના નાદ ગજાવે;
વળી હેમ મણિ માણક તણું, ભલે મૂલ સૌ છાપતા;
પણ સ્વદેશ સ્વતંત્રતાને, અમુલ્ય મુલે સૌ છાપતા;

## બાળક જન્મ.

નિર્ધનથી આ દેશ, કજોડે લગ્ન કરે છે,
નિર્ધનથી આ દેશ, કન્યાવિક્રયમાં દે છે,
નિર્ધનથી આ દેશ, અભણુ અજ્ઞાન રહે છે,
નિધનથી આ દેશ, જીવન વૃથા ગાળે છે,
જો નિર્ધનીઆને ધન દઇ, કન્યાવિક્રય ટાળશો,
તો આ હિંદ કેરો ઉદય સૌ, ટુંક સમયમાં ભાળશો.

જો જ્ઞાતિની મોટી શંખ્યા હોય તો જે જ્ઞાતિ બંધુને ત્યાં પુત્ર જન્મ થાય તેને ત્યાં દરેક જ્ઞાતિ બંધુઓ તરફથી ચાર આના ભેટ મોકલાવવી અને પુત્રીનો જન્મ થાય તો બે આના ભેટ મોકવવી. જો જ્ઞાતિની સંખ્યા ન્હાની હોય તો પુત્ર જન્મની ભેટ આઠ આના અને પુત્રી જન્મના ચાર આના અને એથી પણ જ્ઞાતિની સંખ્યા ન્હાની હોય તો પુત્ર જન્મનો એક રૂપીઓ અને પુત્રી જન્મના આઠ આના. ઉપરની રકમ બાળકના માબાપોએ જમા કરી હુન્નરશાળામાં મોકલાવી દેવી. આ પ્રમાણે જ્ઞાતિબંધન થવું જોઇએ. ઉપરની રકમ હુન્નરશાળામાં તે બાલકના નામની જમા થાય અને તે રકમ તે બાલકના લગ્ન સમયે હુન્નરશાળામાંથી ચક્રવર્તિવ્યાજ સાથે મળે, આ ટુંકી રકમ પણ પંદરથી વીશ વર્ષની મુદ્દતે કેવડું રૂપ ધારણ કરી શકે તે વિચાર કરતાં ઘણી ખુશી ઉત્પન થશે આમ કરવાથી માબાપોને પોતાના બાળકના લગ્ન સમયે બીલકુલ મુસીબત વેઠવી નહિ પડશે કન્યાનાં માતા પિતા કન્યાવિક્રય કરવાનું સ્વપ્નું પણ નહિ લાવશે. અને જેથી કન્યાવિક્રય બંધ થશે. સુખમય જીવન ગુજારશે, અને આથી આયુષ્યમાં વૃદ્ધિ થશે, હિંદની એકયતા પ્રકાશવામાં આવશે, અને દરેક બાબતમાં હિંદ સુખમય જણાશે.

## ૨૪

# કન્યા કેળવણી તથા સ્ત્રી શિક્ષણ.



( રાગ—પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે. )

સાચી માત પિતાની, સેવા નવ તજીએ સખીરે
તેની આજ્ઞા વિણુ નવ, ડગલું એક ભરાય
એવા દેવ સમાં પોશણ કરનારાં માત પીતારે

સાખી—પ્રભાતમાં દાતણ કરી, નાવણ નીત્યે થાય
દેવ ભજન પ્રિતે કરી વિદ્યા પાઠ કરાય
નિત્ય આજ્ઞા માત પિતાની, લઇ ભણવા જવુંરે
ગુરૂના પદમાં શીશ નમાવી વિદ્યા પાઠ
કીધેલાં સહુ સંભળાવી, આશીશ પામીએરે

સાખી—બાળા બળહિણને રહે, માત પિતાની સહાય
તેના આશીષથી સદા મ્હેનો જય જય થાય
પુજો પાય ધરીને પ્રેમ, પિતુ માતા તણારે
તેના અંતરની આશીશ છે સુખદાય
એવા દેવ સમાં પોષણ કરનારાં માત પિતારે

સાખી—સાસરવાસામાં સખી, રહેવું થઇ ગંભીર
પતિ પ્રેમ જેથી વધે પરનર માનો વીર
બીજી સાસુ સસરાની સેવા આપણુ શીરેરે
તેના આશીર્વચનોથી સુખી સંસાર
સેવા માત પિતા સાસુ સસરાની સાચવોરે

સાખી—પતિ પરાયણ થઇ રહી, સતીયોમાં પંકાય
ઉભય સુકુળ શોભાવી દે તે જગમાંહી ગવાય
યુવા વયમાં સ્વામી રક્ષામાં રહેવું ઘટેરે
સાચા ભવસાગરમાં, નાવ સમાં એ નાથ
તેના ચર્ણો નિસરણીથી. સ્વર્ગે જઇએરે

સાખી—બાળકરક્ષાથી સખી જરા વસ્થા પોષાય,
સત્ય વચન પ્રભુ નામથી દોષ દહન થઇ જાય
સમજો આ શરીર પર ત્રણ રક્ષા સરજાઇછેરે
પહેલાં માતપિતા બીજા સ્વામી સુખદાય
ત્રીજા બાળક પોતાના વૃદ્ધા વસ્થા મહીંરે

સાખી—કથા શ્રવણ સંસારની, કીધી ધરી ઉમંગ
સદા મનન કરશું અમો તજશું દુરિજન સંગ
કહે છે કે૦ કે૦ વલેરા, કર જોડી કન્યાઓનેરે
બ્હેનો માનો શિક્ષણ, રહેશે તમ કુળ માજ
સાચાં તાત પતિ પુત્રો પરાયણ થઇ રહોજી.



# ભવિષ્યની માતાઓને

ભલી ભામિની તેહ, વદે મુખ મીઠી વાણી;
ભલી ભામિની તેહ, બોલ બોલે નવ તાણી;
ભલી ભામિની તેહ, વડીલ મર્યાદા પાળે;
ભલી ભામિની તેહ, સંપ સૌથી સંભાળે;
રહી સ્વાધીન સ્વામી શું સદા, સદાય શુભ મતિ દાખતી;
તે પોતાના તનને સદા, હિંદ હિત શિક્ષણ આપતી;

આજ કાલ દેશાભિમાન તથા મલાજા પ્રત્યેની લાગણીનો નાશ થતો જાય છે. આપણી લાગણી હોય તોજ આપણા બાળકોમાં આવે આપણે નાના મોટાઓને ગોગ્ય માન આપતા હોઇએ તોજ આપણા બાળકો તે સીખે આપણામાં દેશદાઝ તથા મલાજો ન હોય તો આપણા બાળકોને તેની ઓળખાણ પણ કયાંથી હોય આપણે ઘેર જન્મેલી બાલીકાને બાલ્યાવસ્થામાં જે જ્ઞાન આપીશું તેજ જ્ઞાન તેના સંતાનોને આપશે તો ભવિષ્યમાં થનારી માતાઓએ અવશ્ય બાળકોને ગોગ્ય જ્ઞાન આપતા શીખવું. કહ્યું છે કે એક આચાર્ય દશ ઉપાધ્યાયની બરોબર છે એકસો આચાર્ય એક પિતાની બરોબર અને હજાર પિતાની બરોબર એક માતા છે, સર્વ કરતાં માતામાં વિશેષ ગૌરવ રહેલું છે છોકરાંના ભવિષ્યનું સુખ દુઃખ અથવાઉન્નતિ અવનતિ (ચડતી પડતી) એ સઘળું માના દોષ ગુણના ઉપર સંપૂર્ણ આધાર રાખે છે માતાએ આપેલી કેળવણી એજ આપણી બધી કેળવણી અને ઉન્નતિનું મૂળ છે, આજકાલ યુવાવસ્થામાં મગ્ન થયે-લી સ્ત્રીઓ મલાજો છોડી મનમાં આવે તેમ વર્તે છે વિદેશીઓની

ફેશનો પસંદ કરે છે, હુન્નર ઉદ્યોગ ઉપર ધ્યાન નહિ આપતાં આખો દિવસ ટાઇલાંમાં ગુજારે છે, આથી આપણા દેશની ભગિનીઓને તેવું જોઇ ફેશનમાં ઉતરી જવાનો સરળ માર્ગ મળે છે, અને તેના પરિણામે ભવિષ્યમાં થનારી માતાઓ અજ્ઞાન રહે-વાથી તેની સંતતિ પણ અજ્ઞાન અને દેશદ્રોહી નીકળે તેમાં નવાઇ શી ? દિવસ નિર્મળ કે મલીનતાવાળો થવાનો વર્તારો પાડનાર જેમ અરૂણોદય છે તેમ મનુષ્યના ઉત્તમ અધમપણાનો ભાસ પાડનાર ભવિષ્યની માતાઓ છે માટે સર્વથી ઉત્તમ તો એજ છે, કે પોતાના બાળકોને દેશાભિમાની બનાવો દેશની સ્થિતિનું ભાન કરાવો તેનું હૃદય શુધ્ધ કરી સદા સત્ય શિક્ષણ આપો, દુરિજનની સંગત તજાવી ભવિષ્યમાં આપણા દેશભક્ત તરીકે નામના મેળવે. અને દેશ બાંધવોનું ભલું કરે તેવા બનાવો. આ સઘળું ભવિષ્યની માતાઓએ અવશ્ય શીખવાની જરૂર છે, પ્રજા ઉત્પન કરવી ઉત્પન થયા પછી તેમને ઉછેરી મોટી કરવી અને દરરોજ ઘરનાં કામકાજની તજવીજ રાખવી એ કામ ગૃહિણીનું છે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ પ્રત્યે ક્રૂર દ્રષ્ટિએ જોતી નથી અને કુવાક્ય બોલતી નથી તેમ મનથી પણ અપ્રિય આચરણ આચરવાની નહિ એટલે પતિના અકલ્યાણની કલ્પના સરખી પણ તેને કદીએ થતી નથી પતિનું પ્રિય કરવામાં તથા તેના હિતમાં તત્પર રહેનારી ઉત્તમ આચરણવાળી અને જીતેંદ્રય એવી સ્ત્રી આ લોકમાં કીર્તિ મેળવી પરલોકમાં અનુપમ સુખ મેળવે છે. અને તેવીજ સ્ત્રીઓ પોતાનાં સંતાનને સુધારી શકે છે લાયક વયે આવેલું બાળક જો વિદેશીને ચહાય વિદેશી માલ પસંદ કરે દેશમાં હુન્નર ઉદ્યોગ ઉપર

કાળજી નહિ રાખતાં દેશ દાજ ન લાવે અને પોતાના મદમાં આવી દેશી બંધુઓનું ભવિષ્ય બગાડે તો તેનો દોષ કોના શીરે છે ધ્યાન કરી જોશું તો તે દોષ તેની માતા શિરે છે દેશાભિમાન તથા આમ્રવૃક્ષ બન્ને સરખાંજ છે. દેશદાઝ દિલમાં રાખવાથી તેનું શુભ ફળ લાંબે દીવસે મીઠું મળે છે જેમ આમ્રવૃક્ષ વાવ્યા બાદ ઘણી મુદતે ફળ આપે છે તેમજ દેશાભિમાનને લાંબે દીવસે ઘણું-જ શુભ દીવસો નજરે જોવામાં આવે છે અને તેના અમૃત સમાન ફળનો તે ભોક્તા થાય છે આ ઉપરથી યાદ રાખવાનું છે કે ભવિ-ષ્યની માતા થનારી સ્ત્રીઓએ જ્ઞાન અવશ્ય મેળવવાની જરૂર છે સ્ત્રી-ઓએ ટાઇલાંમાં દીવસ નહિ ગુજારતાં સારાં સારાં હુન્નર ઉદ્યોગ ઉપર ધ્યાન આપવું જો આપણે કંઇ હુન્નર શીખ્યા હશુ તોજ આપણા બાળક શીખશે જો આપણે ગરીબોને ઉત્તેજન આપી તેનું હિત કરીશું અને હુન્નર શીખવશું વિદ્યાદાન આપીશું તો તે જોઈ આપણા બાળકો હુન્નરી નીકળશે દાન કરશે અને દિલમાં ઉદાર બની ઇર્ષાનો ત્યાગ કરી ગરીબોને મદદ કરશે અને દેશાભિમાની તરીકે આ હિંદમાં પંકાશે.

આ લેખમાં મને જેઓના તરફથી મદદ મળેલી છે. તેઓનો હું અંતઃકરણથી આભારી છું. આ બુકનો બીજો ભાગ ટુંક સમયમાં બહાર પડશે આશ્રય આપનારાઓએ તથા જાહેર ખબર આપનારાઓએ લેખકને મળવું યા લખવું.

**સમાપ્ત.**

---

# આ આમ બાબત છે.

સોરઠો—દેશી બુટ પર લુંટ, સ્વદેશી બંધુઓ કરે,
લે પટો શોભાવા શુટ, પાકીટ પૈસા રાખવા.

ગજલ—કહો એ શાની બાબત છે, કહો કેવી હકીકત છે;
સુણો દઇ ધ્યાન શાણાઓ, સ્વદેશીની કરામત છે.
ભલે હો શુટ બહુ સારાં, સ્વદેશી બુટ વિણુ ખારા;
દેશિ કારીગીરીવાળા, વિદેશીને હઠાવે છે.
સુશોભિત કમ્મરે પટો, સ્વદેશીથી નહિ બટ્ટો;
અજબ ફેશનનો અડસટો, સ્વદેશીઓ બતાવે છે.
દેશી જાકીટમાં પાકીટ, પડે પાકીટમાં પૈસા;
સહુ શાણા ભરી રાખી, સ્વદેશીને શોભાવે છે.
ઘણાએ ઘાટમાં સુંદર, ટકાઉ મજબુતી અંદર;
સદા સસતાં વળી વેચે, જુઓને આમ બાબત છે.
દિવાળીને દિપાવાને, દેવા ઓર્ડર તમે દોડો;
કહો પણ કઇ જગા ઉપર, વિલાયતીને હઠાવે છે.
ખડકપર જાણીતા ખોજા, વડા લેધરના વેપારી;
કુશળ એ કાનજી મીઠા, તણી આ આમ બાબત છે.
જશે વ્હેલો થશે પહેલો, સ્વદેશી સ્હાસમાં રહેલો;
સુણો મમ દેશના બંધુ, ખરી તો આમ બાબત છે.

સોરઠો—પહેરો સ્વદેશી બુટ, શુટ સ્વદેશી શોભશે;
પટા સ્વદેશી સાર, પાકીટ સ્વદેશી વાપરો
બુટ પટાને પાકીટો, દેશી કારીગર કરે;
નિર્ખો જઇ તમામ, કાનજી મીઠાને ત્યાં.

**ખોજા કાનજી મીઠા, બુટ એન્ડ શુઝ મરચંટ.**

ઠે૦ ખોજા જમાતખાના સામે, બારકોટ—**મુંબઇ.**

॥ ॐ ॥

# Mr. RAMJI VIRJI Masalavala.

# બ્રહ્મક્ષત્રી રામજી વીરજી મસાલાવાલા.

અમારે ત્યાં હલદર, મરચાં, ધાણા, જીરૂ, ગરમ મસાલો, કરી પાઉડર, રાઇ, મેથી વીગેરે મસાલો તથા કસકોચાં, હીરાકસી, હરડાં, પાઉડર, ફટકડી, પડવાસ, પતંગનો ભુકો વીગેરે દળેલો તથા આખો માલ કીફાયત ભાવે છુટક તથા જથાબંધ મળશે.

બહારગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

**ઠેકાણું—ગુલાલવાડી, રામજી કમાનો માળો-મુંબઈ.**

---

# ધી ભારત કેમીકલ વર્કસ.

## અમારા માનવંતા થનાર ગ્રાહકોને ખાસ વિનંતી કરવામાં આવેછે કેઃ-

અમારે ત્યાં સારામાં સારૂં અને સસ્તામાંસસ્તુ કોલન વોટર વેચવામાં આવેછે; તેમજ તે તાવ ઉપર ઘણુંજ અકસીર છે. એમ ડોકટરોનું કહેવું છે. તો એક વખત-

**( દવેનું ફોટાછાપ કોલન વોટર )**

વાપરી ખાત્રી કરશો એવી અમારી ખાસ ભલામણ છે.

સોલ એજન્ટસ, **જી. છગનલાલ એન્ડ કું.**
પ્રીન્સેસ સ્ટ્રીટ, **મુંબઇ.**

દવે પેઇન બામ (માથાના દુઃખાવા ઉપરે અકસીર છે) કોકોનટ ઓઇલ, લાઇમજ્યુસ વિગેરેની એજન્સી આપવાની છે. લખો.

**ધી ભા. કે. વ. પોષ્ટ નાં. ૪ મુંબઈ.**